ગુજરી જફાઓ ભારી, તોપણ ન છોડયો ધર્મ
તેથી મળી રબ-યારી, એજ ખરો છે ભર્મ.

( ૩ )

સુખદાઇ સ્ત્રી કેળવણી, જેનો દીપાવે બહાર;
ગુણ નેકની મેળવણી, રાખે સુખી સંસાર;
પોશાકની ખુબી કંઇ, છે અઉર જેહાં-મશહુર,
તે કોમની બાનું થઇ, છૈએ હમે મગરૂર !

( ૪ )

જેની વફાદારી પર, પડયા નથી કંઇ ડાઘ,
આ રાજની યારી પર, લડશે મિસાલે વાઘ;
નિમકહલાલી જામી, તે પર બની દીલસોજ,
આ ફેજ આજે પામી, ખુશ થા તું, ઓ
" ફીરોઝ !"

